બાલસાહિત્યમાળા–૨

# કુમારવીરસેન

: લેખક :

ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ

: સંપાદક :

ચરોતર એજ્યુકેશન સોસાયટી

આણંદ

: પ્રકાશક :

પુસ્તકાલય સ. સ. મંડળ લિ.

વડોદરા



# પ્રસ્તાવના

બાળકોને વાર્તાનાં પુસ્તકો વાંચવાં ગમે છે અને તેમાંયે પરીઓની વાર્તાઓ અને વીરોનાં વૃત્તાન્તો વાંચવાં બહુ જ ગમે છે.

દુર્ભાગ્યે આપણા સાહિત્યમાં સાહસનાં વૃત્તાન્તો બહુ ઓછાં છે અને જે છે તેમાં બાળકો વાંચી શકે તેવાં તો માત્ર ગણ્યાંગાંઠયાં છે. આપણી પ્રજામાં સાહસ હોય તો જ સાહિત્યમાં તે ઉતરે ને? પણ પ્રજામાં સાહસ ઉતારવું હોય તો સાહિત્યમાર્ગે તે કેટલેક અંશે ઉતારી શકાય એમ છે.

આપણાં બાળકો બ્હીકણ મટી સાહસિક થાય, તેમનામાં પરાક્રમનાં કાર્યો કરવાની ઉત્કંઠા જાગ્રત થાય, વીર બની જંગલમાં વાઘસિંહ સાથે જીવસટોસટ ખેલવાની અને વ્હેતી નદીઓમાં ઝંપલાવવાની તેમને ઇચ્છા થાય, એ હેતુથી આ પુસ્તક પ્રકટ કરવામાં આવે છે.

વાર્તામાં વસ્તુ એવી રીતે મૂકવામાં આવ્યું છે કે બાળકોના મગજ ઉપર ક્રૂરતા કે હિંસાની છાપ ન પડતાં શુદ્ધ સાહસની જ છાપ પડે. વચ્ચે વચ્ચે કુદરતનાં ટુંકાં વર્ણનથી તેમજ પ્રાણીઓ તરફ બતાવેલા પ્રેમભાવથી વાર્તામાં વિવિધ રંગો પૂરાય છે. વીરસેન અને વીરપાળનાં ઉપરાઉપરી સાહસિક કાર્યોથી ઘડીક દિંગ થઇ જવાય છે; છતાં તે એટલાં જ સ્વાભાવિક લાગે છે.

અન્તમાં જે ઉદ્દેશથી આ પુસ્તક પ્રકટ કરવામાં આવે છે તે ઉદ્દેશ સફળ થશે એવી આશા છે.

ચરોતર કેળવણી મંડળ,
આણંદ

આશાભાઇ નરસિંહભાઇ પટેલ

# બીજી આવૃત્તિનું નિવેદન

બાલમિત્રોએ સહકાર સાધ્યો, સ્નેહીઓએ સુધારા સૂચવ્યા, ને ભાઇ રવિશંકર પંડિતનાં સુન્દર ચિત્રો સાથે આ આવૃત્તિ પ્રકટ થઇ.

સૌનો આભાર.

'બાલમિત્ર' કાર્યાલય
આણંદ
તા. ૨૫:૧:'૨૮

આશાભાઇ ન. પટેલ
ચન્દ્રશંકર મ. ભટ્ટ



એક ચીસ પાડી નાખીને સિંહ અમારી તરફ ફર્યો.

કુમાર પ્રિન્ટરી : અમદાવાદ




નાનપણથી જ મને શિકારનો બહુ શોખ છે. વીરપાળ મારો બહાદુર સાથી છે.

મારા પિતા પાંચ સાત ગામના ઠાકોર છે. એમને ય જુવાનીમાં શિકારનો ખરેખરો શોખ હતો. અમારા મહેલમાં બબ્બે વામના મોટા મોટા વાઘસિંહનાં કેટલાં ય ચામડાં એમણે ભેગાં કર્યાં છે.

રોજ સાંજે અમે બધા ભેગા બેસીએ, ત્યારે મારા પિતા એમણે કરેલા મોટા મોટા શિકારોની વાતો કરે ને એ અમે ખૂબ રસથી સાંભળીએ.

ધીરે ધીરે મને પણ શિકારનો શોખ લાગવા માંડ્યો. ગયે જ વરસે હું અને વીરપાળ શિકારે ગયા હતા, અને એક નાના વાઘનો શિકાર કરી આવ્યા હતા.

આ વર્ષે પણ ફરી એક વાર શિકારે જવા મારું મન તલપી રહ્યું.

હોળીના તહેવારો વીતી ગયા. મને હવે શિકારની ધૂન લાગી. આખો દિવસ હું એના જ વિચારોમાં ફરતો. રાત્રે ઉંઘમાં પણ ઘણીવાર વાઘસિંહ જોવા લાગ્યો!

છેવટ મેં નક્કી કર્યું કે બાપુજીની રજા લઇને આ વરસે ફરી એક વાર શિકારે જવું. શિકારની ખરી મઝા આવે એટલા માટે આ વખતે અમે બે જ જણે જવાનું નક્કી કર્યું.

મારા પિતાએ તો સંભાળીને રહેવાનું કહી રજા આપી; પણ એકના એક દીકરાને એકલો મોકલતાં માનો જીવ કેમ ચાલે? એની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. એણે કહ્યું, "બેટા, તારે જવું હોય તો નોકરચાકર લઇને જા. અત્યારથી તને આમ એકલો ન મોકલાય."

છેવટ એને પણ સમજાવીને અમે તૈયાર થયા.

અમારૂં ગામ એક મોટી નદીના કિનારા ઉપર આવેલું છે. આ નદી વાટે દશેક દિવસમાં સિંહના જંગલમાં પહોંચી શકાય છે. મારા પિતા એ રીતે ઘણીવાર શિકાર કરી આવતા. આ વખતે ત્યાં જવાનું અમે નક્કી કર્યું.

એક હોડી તૈયાર કરાવી અને એમાં વીશ પચીશ દિવસ ચાલે એટલું ખાવાનું મૂકાવ્યું. થોડા દાળચોખા તથા બીજો મસાલો વગેરે પણ સાથે રાખ્યું.

મેં અને વીરપાળે એક એક બંદુક, જોઈતી દારૂગોળી, એક દોરડું, એકેક જમૈયો અને ચકમક તથા કાકડો વગેરે શિકારની ચીજો લઇ લીધી. સાથે બે વાંસડા પણ લીધા.

બીજી ઘણી ચીજોની જરૂર પડશે એમ સૌએ કહ્યું, પણ અમારે તો જંગલનો ખરેખરો અનુભવ લેવો હતો; એટલે અમે જરૂર જોગી જ ચીજો સાથે રાખી.

બીજે દિવસે સવારના પહોરમાં બાબાપુની રજા લઇને અમે નાવમાં બેઠા, વીરપાળે લંગર ઉપાડયું ને નાવ હંકારી.

સઢ ચઢાવ્યો એટલે નાવ સડસડાટ ચાલવા લાગી.

બપોર થતાં અમે કેટલાય ગાઉ દૂર નીકળી ગયા. સ્થિર પાણીમાં નાવ ખૂબ ધીરી પડી જતી, ત્યારે વાંસડા વડે અમારે એને ઝડપથી ચલાવવી પડતી; પણ જ્યારે પાણીનો વેગ વધતો ત્યારે એ સડસડાટ ચાલતી હતી.

મધ્યાહ્ન થયો ને સૂરજ તપ્યો. હવે અમને ભૂખ લાગી, એટલે પોટલું છોડીને ખાવા બેઠા. પાણીના વેગમાં હોડી વહી જતી હતી. કિનારા ઉપરનાં ઝાડ અને વચ્ચે વચ્ચે આવતાં નાનાં ગામડાં જોતા અમે આગળ વધતા હતા.

પહેલી રાત તો હોડીમાં પસાર કરી. હું ઉંઘી જાઉં ત્યારે વીરપાળ હોડી સાચવતો અને એ ઉંઘે ત્યારે હું સાચવતો.

દશેક દિવસ વીતી ગયા. નદીની આસપાસ ઘનઘોર જંગલ આવી ગયું. હવે થોડીક મજલ કાપીશું એટલે સિંહના જંગલમાં પહોંચી જઇશું, એવા વિચારથી અમને ખૂબ આનંદ થવા લાગ્યો.

હવે તો રાત્રે અમારે ખૂબ કાળજી રાખવી પડતી. ઘનઘોર જંગલમાં થઇને અમે પસાર થતા હતા, એટલે જંગલી જાનવરોની ઘણી બીક રહેતી હતી. કોઇ કોઇ વાર તો કિનારા ઉપરની ઝાડીમાંથી વાઘની ભયંકર ત્રાડો પણ સંભળાતી

દશમા દિવસની રાત હતી. આકાશમાં ચાંદો તરતો હતો, અમારી નાવ પાણી ઉપર તરતી હતી.

હું અને વીરપાળ બીજે દિવસે કાંઠે ઉતરીને જંગલમાં જવાની વાતો કરતા હતા. ત્યાં એકાએક એક ભયંકર ત્રાડ સંભળાઇ. ત્રાડ ઉપરથી અમને ખચીત લાગ્યું કે આસપાસ-માં ભયંકર વાઘ છે. અમે અનુમાન કર્યું કે વાઘ કદાચ નદીકાંઠે પાણી પીવા આવતો હશે.

અમે તાબડતોબ ચકમક ઘસીને જામગરીઓ સળગાવી દીધી, બંદુકો હાથમાં લીધી, ને વાઘની વાટ જોતા બેઠા.

નાવ ચાલતીજ હતી. વાઘ નજરે પડે કે તરતજ એક જણે વાંસડો નાખીને નાવને જરાક કાંઠા તરફ લઇ જવી ને બીજાએ ગોળી છોડવી એવો મનસુબો કરી રાખ્યો.

અમે ઘણી વાર સુધી રાહ જોઈ: પણ વાઘ ન દેખાયો. એટલામાં હોડીએ પણ અર્ધોએક ગાઉનું અંતર કાપ્યું હતું; એટલે હવે અમે વાઘની આશા મૂકી દીધી.

ચન્દ્રમા બરાબર માથે આવી ગયો. સુંદર ચાંદની ખીલી ઉઠી. અમે પસાર થતા હતા એ જગ્યાએથી નીચાણમાં પટ પહોળો થતો હતો, ને એક તરફ સુંદર રેતી પથરાઇ રહી હતી.

લાગટ દશ દહાડાની પાણીની મુસાફરીથી અમે કંઇક કંટાળ્યા હતા. વચ્ચે કોઇ કોઇ વાર નીચે ઉતરતા ખરા; પણ આ રેતીના પટ ઉપર આજની આખી રાત ગાળવાનું અમને મન થઇ ગયું.

આ જગ્યાએ પાણીનો વેગ જરા વધારે હતો, એટલે ખૂબ મહેનત કરી જોઇ, છતાં નાવ છેક છીછરા પાણી સુધી ન જઇ શકી. નીચે ઉતરીને ખેંચ્યા વિના છૂટકો નહોતો, એટલે સુરવાલભેર હું પાણીમાં કૂદી પડયો. કમ્મરપુર પાણીમાં ઉભા રહીને મેં નાવને આણી શકાય એટલી કિનારા પાસે આણી.

અમે નાવ ઉભી રાખી હતી ત્યાં એક ઉંચી ભેખડ હતી, અને નીચાણમાં જ્યાં ભેખડ પૂરી થતી હતી ત્યાંથી રેતીનો વિશાળ પટ પથરાયો હતો.

રેતી ઉપર ઉતરીને અમે કપડાં બદલવા લાગ્યા, પણ

એટલામાં મને બંદુકો સાંભરી; વખતે અચાનક એની જરૂર પડે એમ ધારીને હું હોડી ઉપરથી બન્ને બંદુકો, દારૂગોળા-ની પેટી, જમૈયા અને ચકમક વગેરે લઇ આવ્યો. પછી કપડાં બદલીને અમે રેતી ઉપર નિરાંતે સૂતા.

એક તરફ નદીનો વિશાળ જલપટ, બીજી તરફ મોટી ભેખડ અને અમે બેઠા હતા તે રેતીનો પટ—એ બધું અત્યારની ચાંદનીમાં બહુજ રળિયામણું લાગતું હતું.

દશ દિવસની મહેનતથી અમે ખૂબ થાકી ગયા હતા, અમારી આંખોમાં ઉંઘ ભરાઇ હતી; પણ આવા ભયંકર જંગલમાં બન્ને જણને ઘસઘસાટ ઉંઘવું કેમ પાલવે? અમે જાગતા પડયા પડયા વાતો કરવા લાગ્યા.

એકાદ ઘડી વીતી હશે; એટલામાં અમે સિંહની એક ગર્જના સાંભળી. પેલા વાઘની ગર્જના કરતાં આ સિંહની ગર્જના ખૂબ ભંયકર લાગી. અમે સફાળા ઉભા થઇ ગયા. નજીકમાં એકેય ઝાડ નહોતું. હવે અમને અમારી ભૂલ સમજાઇ; પણ હવે શું થાય? જો નાવમાં બેસવા જઇએ ને એટલામાં જ વખતે સિંહ આવી પહોંચે તો? અમે તો ત્યાંજ ઉભા રહ્યા ને એમ નક્કી કર્યું કે સિંહ પાસે આવે તો એકી સાથે બંદુકો ફોડીને કાં તો એને પૂરો કરવો, અને નહિતર બેય જણે સાથે નિરુપાયે લડતાં લડતાં એના પંજામાં પડવું.

ઘડી પછી એણે બીજી ત્રાડ નાખી. સિંહ પેલી ભેખડ ઉપર છે એવી અમારી ખાત્રી થઇ.

બીજી જ પળે પાણીમાં એક મોટો ધબાકો થયો. મોભ મોભ જેવડાં મોજાં ઉછળ્યાં : નીચે કોઇ પ્રાણી પડયું હોય એમ અમને લાગ્યું. હું તો ભેખડ તરફ જોઇ રહ્યો હતો, ત્યાં મેં એક વિકરાળ જંગલી સિંહ જોયો.

સિંહે કોઇ પ્રાણી ઉપર તરાપ મારી હતી; પણ છટકવા જતાં એ પ્રાણી નીચે પાણીમાં પડયું હતું.

નીચે નજર કરતાં સિંહે અમને દીઠા. પોતાનું ભક્ષ્ય જતું રહેવાથી એ ખૂબ ગુસ્સે થએલો લાગતો હતો.

એક બીજી ત્રાડ નાખીને સિંહ અમારા તરફ ફર્યો!

ખરી કસોટીની પળ આવી પહોંચી. બંદુકો તો તૈયાર જ હતી; પણ વખતે નિશાન ખાલી જાય ને એક છલંગે સિંહ નીચે આવે તો એ એકાદ જણનો જીવ તો લઇ જ લે એમ હતું.

પણ બીજો એકેય ઉપાય નહોતો.

પલકારામાં અમે બંદુકો દાબી. ધૂડૂમ.... ધૂડૂમ.... બે ગોળીઓ છૂટી. મોતના મોંમાં ઉભા રહીને અમે તરત જ ફરી બંદુકો ભરવા માંડી. વિકરાળ ગર્જના કરીને સિંહ નીચે કૂદ્યો. અમને લાગ્યું કે હવે આવી બન્યું : બેય ગોળી ખાલી ગઇ હશે ને હવે નવી ગોળી છોડતાં પહેલાં તો સિંહ આવી પહોંચશે.

હવે શું કરવું ?

પરન્તુ સારે નશીબે એક ગોળી સિંહને બરાબર લાગી ગઇ હતી. એ ત્રાડ પાડીને જેવો હેઠો કુદ્યો એવો જ અધ-મુઓ તો થઇ ગયો હતો; છતાં એ સામે ધસ્યો આવતો હતો !

હિમ્મત રાખી ફરી વાર બા'ર કર્યા. આ વખતે બન્ને ગોળી સિંહના માથા સોંસરી નીકળી ગઇ.

ધડ દઇને સિંહ નીચે પડયો.

અમે ઉગર્યા !

હવે તો અમે હસતા હસતા એની પાસે દોડી ગયા. જોયું તો એ ૧૦–૧૨ હાથ લાંબો વિકરાળ જંગલી સિંહ હતો. અમારો પહેલો શિકાર ઘણો જબ્બર મળ્યો !

પેલું જાનવર કયાં ગયું એ જોવા વીરપાળે પાણી તરફ જોયું; પણ અચાનક એ બૂમ પાડી ઉઠયો: "અરે ! ભોગ મળ્યા !"

મારી નજર તરત એ તરફ ખેંચાઇ. પેલું જાન-વર તો ત્યાં નહોતું; પણ પાણી ઉપર અમારો કેટલોક સામાન તરતો હતો ! પેલું પ્રાણી નીચે પડતાં બરાબર અમારી નાવ ઉપર કે એક કોર ઉપર આવી પડયું હશે, ને તેથી નાવ એક બાજુ ખૂબ નમી જવાથી એમાં

પાણી ભરાઇ ગયું હતું ને બધો સામાન નીચે પાણીમાં જઇ પડયો હતો ! અમે એકદમ એ તરફ દોડી ગયા.

પણ હવે શું થાય? નાવમાં માત્ર થોડુંક ખાવાનું રહ્યું હતું. એમાં પણ પાણી તો ભરાઇ ગએલું. દાળ, ચોખા, અને બીજી બધી ચીજો નીચે પાણીમાં જઇ પડી હતી. મેં એક ડૂબકી મારીને નીચે તપાસ કરી, તો એક પેટી હાથ લાગી. એ દરમિયાન વીરપાળે પણ એક પેટી બહાર કાઢી.

બન્ને પેટીઓ ઉઘાડીને જોયું તો વાસણોને તો કાંઇ થયું નહોતું; પરંતુ ખાવાની પેટીમાં પાણી પેસી ગએલું, એટલે બધું ખાવાનું પલળી ગયું હતું. પલળેલું ખાવાનું હવે બગડી જશે એમ લાગવાથી અમે ખવાય એટલું ખાઇને બાકીનું ફેંકી દીધું.

અમને તો નવી ચિંતા પેઠી કે, હવે કાલથી અમારે ખાવું શું?

થોડીક વાર વિચારમાં કાઢયા પછી જે થાય તે ખરૂં એમ ધારીને અમે ફરીથી નાવ પર ગયા ને એમાંથી બને તેટલું પાણી કાઢી નાખ્યું.

આ બધી ધમાલમાં રાત વીતી ગઇ. પરોઢનાં પંખીઓ મીઠાં ગીત ગાવા લાગ્યાં. અમે હવે ઉંઘવાની આશા મૂકી દીધી ને રેતી ઉપર બેસી વાતો કરવા લાગ્યા.

ખળખળ વહી જતું પાણી, મીઠાં ગીત ગાતાં પંખીઓ, મંદ મંદ વહેતો પવન ને ઉષાના રંગ જોતાં ઘડીક અમે અમારૂં બધું દુઃખ ભૂલી ગયા. અમને થયું, આહા! કેવો મનોહર દેખાવ! આવો આનંદ તો કોઇ દિવસ નહોતો મળ્યો!

સૂરજ ઉગ્યો ને તડકો રેલાયો. અમે પેલી ઉંચી ભેખડ ઉપર ચઢીને આસપાસ જોયું. દૂરદૂરથી નદીનાં પાણી આવતાં ને વહી જતાં, આસપાસ બન્ને કાંઠે ઘનઘોર જંગલ હતું. કેવળ પંખીઓ અને જંગલી પ્રાણીઓ અહીં તહીં દેખાતાં હતાં.

તડકો થતાં પહેલું કામ અમે સિંહનું ચામડું ઉતારી લઇને નાવ ઉપર સૂકવી દીધું. પછી મેં કહ્યું, "હવે આપણે આજનો દિવસ અહીં ફરીએ. કાંઇ શિકાર મળે તો તો ઠીક છે, નહિ તો કાલે પાછા જવાની શરુઆત કરીશું. રસ્તામાં બે ચાર દિવસ જેમ તેમ કરીને કાઢી નાખીશું એટલામાં કોઇ ગામ આવશે; એટલે ત્યાં ખાવા-પીવાની ગોઠવણ કરી લઇશું."

પણ કોણ જાણતું હતું કે અમારાં નશીબમાં ઘરને બદલે ઘનઘોર જંગલના ઘણા ઘણા અનુભવો લખેલા હતા!

સારે નશીબે અમારી પાસે દારૂગોળી ઠીક જથ્થામાં હતી. અમે હોડીને ત્યાં જ રાખીને બે ચ બંદુકો, દારૂગોળી, જમૈયા, ને ચકમક વગેરે લઇ જંગલમાં જવા ઉપડયા.

વસંતઋતુ હતી એટલે ઝાડપાન ખીલી ઉઠયાં હતાં. માણસનો પગરવ બીલકુલ નહોતો એટલે બધાં વનફૂલોનો ઉપયોગ પંખીઓ સિવાય કોઇ નહોતું કરતું. ચોમેર એ સુંદર વનફૂલોની માઠી સુગંધ મ્હેકી રહી હતી.

થોડે દૂર જતાં અમે ચારોળીનું એક ઝાડ જોયું. ઉપર સુંદર મોટાં ચારોળાં પાકી રહ્યાં હતાં. આવડાં મોટાં ચારોળાં તો અમે કદીય જોયાં નહોતાં. પાસે ખાવાનું ખૂટયું હતું, ને એમાં આવો સરસ ખોરાક અચાનક મળી ગયો! અમે તો ગાંડા જેવા થઈ ગયા: ઝાડ ઉપર ચઢી પેટભરીને ચારોળાં ખધાં, ને થોડાંક અમારાં મોટાં મોટાં ગજવામાં પણ ભરી લીધાં.

ચારોળાં ખાતા ને વાતો કરતા અમે આગળ ચાલ્યા.

ચાલતાંચાલતાં અમે કેટલાક ઝાડ ઉપર નિશાન કરતા જતા હતા, જેથી સાંઝે એ એંધાણીએ પાછા ફરીને બરાબર નાવ પાસે પહોંચી શકાય.

થોડેક આગળ જતાં અમને કોયલનો મીઠો ટહુકો સંભળાયો. શાંત જંગલમાં અપાર શાંતિ છવાઇ હતી ને એમાં કોયલનો ટહુકો ચોમેર રેલાતો હતો. અમે તો ઘડીક થંભીને બે ચાર ટહુકા સાંભળ્યા. અમને થયું કે નક્કી આટલામાં કયાંક આંબાનું ઝાડ હશે. કોયલનો ટહુકો ડાબા હાથ તરફની ઝાડીમાંથી આવતો હતો. અમે ધીરે ધીરે એ તરફ જવા લાગ્યા. પંદર વીશેક ડગલાં

ચાલ્યા હોઈશું, એટલામાં અમે એક સુંદર ઘટાદાર આંબો જોયો. ઉપર નાના નાના મરવા જાણે હીંચકા ખાતા હતા.

અમારી પાસે ચારોળાં તો હતાં જ, તેમાં વળી આ સરસ મરવા મળી ગયા!

અમે બહુ ધીમે ધીમે ચાલતા હતા, તોય કોણ જાણે કેવી રીતે કોયલ અમારો પગરવ સાંભળી ગઇ! આંબા પાસે પહોંચ્યા ન પહોંચ્યા ત્યાં તો એ ફર્ર્ર્ર્ દઇને ઉડી ગઇ. મોટી ને કાળી કોયલ હવામાં તરતી તરતી ક્યાંય ચાલી ગઇ.

પછી અમે થોડાક મરવા પાડીને ખાધા ને થોડાક ગજવાંમાં ભરી લીધા.

ખરા બપોર થયા હતા. અમને ખૂબ તરસ લાગી હતી, એટલે આસપાસ ક્યાંય પાણી છે કે નહિ એની તપાસ કરવા લાગ્યા, પણ પાણીનું ક્યાંય નામનિશાન નહોતું જણાતું. તરસે જીવ જતો'તો. હવે શું કરવું?

પાછા નદીકાંઠે જઇએ ત્યાં સુધીમાં તો તરસે મરી જઇએ એમ લાગ્યું. હવે તો આટલામાં જ ક્યાંક પાણી મળે તો ખોળી કાઢવું, એવો અમે નિશ્ચય કર્યો. આંબા ઉપર ચઢીને મેં જોયું તો દૂર દૂર પૂર્વમાં કંઇક તળાવ જેવું જણાયું, દોડતા દોડતા અમે એ તરફ ગયા.

એક ઘડી પછી અમે એક સુંદર તળાવ પાસે આવી પહોચ્યા. અંદર ચોકખું કાચ જેવું પાણી હતું. હાથમાં

ધોઇ પેટભરીને અમે મીઠું પાણી પીધું.

તળાવના કાંઠા ઉપર મોટાં મોટાં ઝાડની શીતળ છાયા છવાઇ હતી. એક મોટા ઝાડની છાયામાં જઇને અમે નિરાંતે સૂતા.



નીચે કાદવમાં અને તળાવની પાળ ઉપર કેટલાંય જંગલી જાનવર-ના પંજા પડેલા હતા, એટલે અહીં ઘણાં જાનવર પાણી પીવા આવતાં હશે એમ અમને લાગ્યું.

અમે આ જંગલમાં આટલું આટલું રખડયા હતા તેમ છતાં એકે જંગ-લી જાનવર અમને દેખાયું નહોતું. માત્ર બે ત્રણ હરણ ને થોડાં ધોળાં સસલાં મળ્યાં હતાં.

તળાવકાંઠાની શીતળ છાયામાં વીરપાળ તો એક ઘડીમાં ઉંઘી ગયો. મારી આંખે ય મીચાઇ ગઇ.

અમે જાગ્યા ત્યારે સૂરજ છેક પશ્ચિમમાં નમી ગયો હતો. હવે આ ઘનઘોર જંગલમાં અમે એટલું બધું રખડયા હતા કે નાવ પાસે જલદીથી

પાછા જઈ શકાય એમ નહોતું. વાટમાં અંધારૂં પડી જાય



તો ઝાડ ઉપરનાં નિશાનેય નહિ સૂઝે, એવી ફિકર થવા લાગી. અમને હવે અમારી બેકાળજી ઉપર બહુ પસ્તાવો થવા લાગ્યો.

હવે શું કરવું?

એટલામાં નજીકની ઝાડીમાં કંઈક ખડખડાટ થયો. અમે ચમકીને એ તરફ જોયું તો એક જંગલી ભૂંડ દોડયું જતું જણાયું. વીરપાળે બંદુક ઉંચકી; પણ મેં એને વારીને કહ્યું, ભૂંડને શું મારવું'તું? મારવા તો સિંહવાઘ. આપણે એનો શિકાર કરવા આવ્યા છીએ.

એ રાતે તો નદીકાંઠે જવાનું માંડી વાળી, આ તળાવની પાસે જ કયાંક રાત ગાળવાનો અમે નિશ્ચય કર્યો.

આવો નિશ્ચય કરવામાં અમારો એક એ હેતુ પણ હતો કે કદાચ રાતમાં એકાદ સિંહ કે વાઘ ત્યાં આવી ચઢે તો એનો શિકાર કરવાનું મળી જાય.

એક નવું સાહસ કરવાનો ઠરાવ કરી અમે ઉંચા ઓઢાના ઝાડ ઉપર ચઢી ગયા. અમને ખબર હતી કે વાઘસિંહ બાર તેર હાથ જેટલું ઉંચું કૂદી શકે છે; એટલે અમે તો બંદુકો લઇને પંદરેક હાથ ઉંચે ચઢીને બેઠા.

રાત પડી. ઘનઘોર જંગલમાં ચોમેર અંધારૂં-ઘોર થઇ ગયું. તે દિવસે પાંચમ હતી એટલે દશ ઘડી સુધી અમારે અંધારામાં જ બેસી રહેવાનું હતું.

રાત હમ હમ કરતી ચાલી.

દૂર દૂર શિયાળવાં બોલતાં હતાં. વચ્ચે એક વાર ભૂંડણુ ને એનાં બચ્ચાંનું એક ટોળું અમારા ઝાડ નીચે થઇને ચાલ્યું ગયું.

બે ત્રણ ઘડીઓ વીતી ગઇ. અમે ધાર્યું કે કદાચ વાઘસિંહનો શિકાર આજે નાય મળે.



આમ અમારો શિકારનો શોખ જરા નરમ પડતો હતો, ત્યાં તો દૂર દૂર ફાલુડીનો અવાજ સંભળાયો! અમે ટટાર થઇ ગયા. ફાલુડી બોલે ત્યાં ત્યાં વાઘ કે સિંહ

હોય છે, એવું ઘણી વાર બાપુએ કહેલું. સાચે! બીજી જ પળે દૂર એક ભયંકર ત્રાડ સંભળાઇ. એકાએક એ ભયંકર ત્રાડથી અમે સહેજ કંપી ઉઠયા. વીરપાળે અવાજ ઉપરથી અનુમાન કર્યું કે નક્કી આ કોઇ સિંહણની ત્રાડ હોવી જોઇએ. એટલામાં સિંહણના બચ્ચાની એક નાની સરખી ત્રાડ પણ સંભળાઇ; એટલે એ અનુમાન સાચું હતું એવી ખાત્રી થઇ.

હાથમાં બંદુકો લઇને અમે તૈયાર થયા.

થોડી જ વારમાં ચાર તગતગતી આંખો દેખાઇ સિંહ કરતાં પણ સિંહણ ખૂબ ક્રૂર હોય છે અને તેમાંય એના બચ્ચાનો જીવ બચાવવા તો એ વિકરાળરૂપ ધરે છે, એવી વાતો અમે સાંભળી હતી. એને છંછેડવી જ નહિ એવું પણ મન એકવાર તો થઇ ગયું; પણ એ પાસે આવી એટલે જીવ હાથમાં ન રહ્યો. ભગવાનનું નામ લઇને અમે જામગરીઓ ચાંપી.

ઘનઘોર જંગલમાં બંદુકો ગર્જી ઉઠી. ધડ.... ધડ.... દૂર દૂરથી એનો પડઘો ઉઠયો ધડ.... ધડ....

પણ વીરપાળ નિશાન ચૂકયો હતો! મારે બચ્ચાને વિંધવાનું હતું, અને એ પ્રમાણે મેં ગોળી છોડી હતી. આબાદ રીતે ગોળી બચ્ચાના માથામાં પેસી ગઇ અને એ ઉછળીને નીચે પડયું; પણ વીરપાળ નિશાન ચૂકયો હતો!



પણ એટલામાં સિંહણે અમને જોઈ લીધા. એ બચ્ચાનું વેર લેવા તૈયાર થઈ.

કુમાર પ્રિન્ટરી : અમદાવાદ

અમે બન્ને જણ ધ્રૂજી ઉઠ્યા. આહ! સિંહણની એ અંગારા જેવી વિકરાળ તગતગતી આંખો, ભયંકર ત્રાડ, અને ખાલી ગયેલા નિશાનથી અમે કંપી ઉઠ્યા. હવે?

અમે બંદુકો ફરી ભરી દીધી; પણ એટલામાં સિંહણે અમને જોઇ લીધા. એ બચ્ચાનું વેર લેવા તૈયાર થઇ.

એક કારમી ત્રાડ પાડીને સિંહણે છલંગ મારી. દારૂ દારૂને ઠેકાણે રહ્યો, જામગરી હોલવાઇ ગઇ, ને અમે તો માંડ માંડ બંદુકો પકડી પેલી ડાળને વળગી રહ્યા.

અમારાથી બીજું થઇ પણ શું શકે? જરૂર, સિંહણ એકાદ જણને ઉપાડી જશે એમ લાગ્યું.

પણ ત્યાં તો હવામાં ઉછળીને સિંહણ હેઠી પડી. એક જ હાથનું છેટું રહી ગયું! ધબ્બાક દઇને એ જમીન પર પડી. હવે અમારા જીવમાં કંઇક જીવ આવ્યો. ચપોચપ જામગરી સળગાવી દીધી ને એક પળમાં નિશાન તાકયાં.

પણ સિંહણ કંઈ નીચે પડી રહે? ખૂબ ખીજવાઇ બીજી ત્રાડ પાડીને એણે ફરી છલંગ મારી.

ધડ....ધડ કરતી ગોળીઓ છટી. એક ખાલી ગઇ, બીજી એની પીઠમાં!

હવે તો સિંહણના ગુસ્સાનું પૂછવું જ શું? ઘુઉઉ કરતીકને એ પાછી કૂદી!

અમને થયું, જાણે કૂદીને મોત આવે છે! ધ્રૂજતે હાથે અમે ડાળ પકડી લીધી. આ હમણાં સિંહણ એકાદ જણને હેઠો પાડશે, એવી અમારી તો ચોક્કસ ખાત્રી થઇ ગઇ!

સાચે જ, સિંહણે ડાળ ઉપર આગલા બન્ને પંજા ભેરવી દીધા હતા અને શરીરને બેવડું વાળી એ પાછલા પગ ડાળે ભેરવવા મથતી હતી!

હવે નહોતો વખત બંદુક ભરવાનો કે નહોતો જામગરી ચાંપવાનો. અમારાં કાળજાં ધબકી ઉઠયાં. અંતવેળા પાસે આવી એમ જાણી અમે મનમાં ને મનમાં 'રામ રામ' પોકારી ઉઠયા.

પણ વીરપાળ પક્કો સમયસૂચક હતો. એણે વિજળીને વેગે એક ઉપાય શોધી કાઢયો. બંદુક પડતી મૂકી ઝબ દઇને એણે કેડમાંનો જમૈયો ખેંચી કાઢી સિંહણના પંજા ઉપર ફેરવ્યો.

ખરેખર, વીરપાળ ફાવ્યો! સિંહણના આગલા બન્ને પંજા કપાઇ ગયા ને ધબ્બ દઇને એ હેઠે જઇ પડી. અરધી ભરેલી બંદૂક પૂરી ભરી મેં ફરી ગોળી છોડી. આ વખતે નિશાન બરાબર લાગ્યું. ગોળી એના માથા સોંસરી નીકળી ગઇ. ઘુઉઉ ઘુઉઉ એમ બે ત્રણ ત્રાડો પાડી સિંહણ પડી!

હવે અમારા જીવ હેઠા બેઠા. ધીરે ધીરે અમે નીચે ઉતર્યો. વીરપાળે બંદૂક ઉપાડી લીધી.

ખૂબ મહેનત કરીને અમે સિંહણનું ચામડું ઉતારી લીધું. બચ્ચાનું ચામડું પણ લઇ લીધું.

થોડો થાક ખાધો એટલામાં તો સવાર પડવા આવ્યું. પંખીઓ મીઠાં ગીત ગાવા લાગ્યાં.

તળાવમાં જઇને અમે હાથમોં ધોયાં ને પાળ ઉપર ઘડીક આરામ લેતા બેઠા.

તળાવની આસપાસ અપાર શાંતિમાં પંખીઓ મીઠાં ગીત ગાતાં હતાં. અમે રાતનો બધો શ્રમ ભૂલી જઇને શાંતિથી આ મીઠાં ગીત સાંભળવા લાગ્યા; પણ સૂરજ ઉગ્યો એટલે પંખીઓ ઉડવા લાગ્યાં. અમને પણ ભૂખ લાગવા માંડી. અમારાં ગજવાં ખાલી થઇ ગયાં હતાં; એટલે અમે પાછા કંઇક ફળફૂલની શોધમાં નીકળ્યા.

દૂર દૂર કોયલ ટહુકતી હતી. અમે ધીરે ધીરે એ તરફ જવા લાગ્યા. વાટમાં એક બીલી હેઠળથી બે ત્રણ પાકાં બીલાં મળ્યાં. બીલાં ખાતા ખાતા અમે એક આંબા પાસે આવ્યા. આંબા ઉપર ચઢીને મરવા લેવાનો વિચાર કરતા હતા; એટલામાં પાસેની ઝાડીમાં સહેજ ખડખડાટ થયો. અમે ચમકીને એ તરફ જોયું. એક મોટું સસલું સરૂરૂરૂ કરતું દોડી ગયું ને થોડી વાર પછી એક ધોળું બચ્ચું એની પાછળ દોડયું. પાછળ જ ધફ ધફ અવાજ થયો ને એક વરુ દેખાયું. પેલું સસલું તો દૂર દોડી ગયું હતું; પણ બિચારૂં બચ્ચું પકડાઇ જશે એમ અમને લાગ્યું. એક પળમાં મેં બંદુક ભરી દીધી ને વીરપાળે જામગરી

ચેતાવી. વરૂએ બાપડા બચ્ચાને પકડી પાડયું હતું; પણ ત્યાં તો ધન્‌ન્‌ન્ કરતી ગોળી છૂટી ને ઉછળીને વરૂ હેઠે પડયું.

પેલું બચ્ચું નીચે તડફડતું હતું. અમે વહેલા વહેલા એની પાસે દોડી ગયા. પણ અમને જોઇને તો એ ઉલટું વધારે ગભરાયું ને ત્રણ પગે જરા જરા દોડવા લાગ્યું. દોટ મૂકીને અમે એને પકડી લીધું. વરૂએ બાપડાના એક પગે બચકું ભરી લીધું હતું, એટલે એમાંથી ખૂબ લોહી વહેતું હતું.

મેં ગજવામાંથી રૂમાલ કાઢીને બચ્ચાને પગે પાટો બાંધી દીધો. પછી એને લઇને અમે તળાવકાંઠે આવ્યા. પાટા ઉપર પાણી છાંટયું એટલે લોહી તો બંધ થયું, પણ બચ્ચાનું આખુંય શરીર થર થર ધ્રૂજતું હતું. એને હજી અમારી ખૂબ બીક લાગતી હતી. વારંવાર અમારી તરફ દયામણી નજરે જોઇને એ કહેતું હતું, "મને છોડી દો, છોડી દો." અમે એને ખૂબ પંપાળ્યું ને સીસોટીઓ વગાડી રાજી કરવા માંડયું.

મધ્યાહ્ન થવા આવ્યા એટલે અમે બચ્ચાને લઇને નદી તરફ જવા લાગ્યા.

થોડેક ગયા ત્યાં પેલું સસલું દૂર ઉભેલું જણાયું. અમને થયું કે આ બચ્ચાની એ વાટ જોતું હશે. અમને બચ્ચાનો સાથ છોડવો ગમતો નહોતો, પણ શું કરવું? અમે

બચ્ચાને છોડી મૂક્યું એટલે ત્રણ પગે દોડવા લાગ્યું. અમે સહેજ દૂર ખસ્યા એટલે પેલું સસલું દોડી આવ્યું ને એને લઇને ઝાડીમાં નાસી ગયું.

અમે આગળ ચાલ્યા.

આગલે દિવસે કરેલી નિશાનીઓ વડે અમે સહેલાઇથી નદીકાંઠાની પેલી ભેખડ ઉપર આવી પહોંચ્યા. એકાએક અમને પહેલી રાતની બધી વાત યાદ આવી. અમે ઘડીક થંભી ગયા. એ જીવલેણ પ્રસંગ સંભારતાં અમારાં શરીર કંપી ઉઠયાં.

પેલાં ત્રણેય ચામડાં લઈને આજે જ હોડી હંકારીને પાછા જવાનું અમે નક્કી કર્યું હતું; પણ હજી ઘણું બનવાનું હતું! જ્યાં નીચે નજર કરી, ત્યાં તો હોડીનું નામનિશાનેય ન જણાયું! અમારા પેટમાં ફાળ પડી. દોડતા દોડતા અમે નીચે પાણી પાસે જઇ પહોંચ્યા. હજી અમને આશા હતી કે કદાચ હોડી તળીએ ડૂબેલી પડી હશે. પણ અમારાં નસીબમાં જલદી ઘેર જવાનું નહિ લખ્યું હોય. હોડી ત્યાં હતી જ નહિ! ધારીને જોયું તો ઘણે ઉંડે અમને લંગર એકલું પડેલું જણાયું!

હવે અમને ખાત્રી થઇ કે નક્કી, દોરડાની ગાંઠ છૂટી ગઇ હશે ને તેથી નાવ છૂટી થઇને તણાઇ ગઇ હશે.

હવે?

નીચાણમાં જતાં વખતે હોડી મળી આવે એમ ધારીને અમે ખૂબ દૂર સુધી જઇ આવ્યા; પણ કયાંય હોડીનો પત્તો ન લાગ્યો! નિરાશ થઇને અમે પાછા આવ્યા.

અમે તો રેતી ઉપર બેસી પડયા. અમને આશા હતી કે છેવટ હોડી વડે આ ઘનઘોર જંગલમાંથી ગમે તેમ કરીને પણ અમારો છૂટકો થશે; પણ હવે તો અમારા પગ ઢીલા થઇ ગયા. અમને થયું, હવે શું થશે?

બે ત્રણ ઘડી વિચારોમાં વીતી ગઇ. છેવટ ખૂબ વિચારોને અંતે એક તરાપો બાંધી એના વડે સામે પાણીએ જવાનું અમે નક્કી કર્યું. બેએક વાંસડા તો જંગલમાંથી મળી રહે એમ હતું.

તે દિવસ તો સાંઝ પડી ગઇ હતી; એટલે તરાપો બાંધવાનો વખત રહ્યો નહોતો. આ રાત ગમે તેમ કરીને કાઢી નાખવી ને સવારે તરાપો બાંધી અહીંથી ચાલ્યા જવું એમ નક્કી કર્યું.

કિનારાથી થોડે છેટે પીંપળાનું એક ઝાડ હતું. અમે આજની રાત એના ઉપર બેસી રહેવાનું ઠરાવ્યું.

બે જુદી જુદી ડાળો ઉપર હું અને વીરપાળ ગોઠવાયા. પેલાં બે ચામડાં એક તરફ લટકાવી દીધાં. દારૂગોળીની થેલી ને બંદુકો તો અમારી સાથે જ હતાં.

રાત પડી. અંધારૂં થયું.

અમે વાતો કરતા બેસી રહ્યા. વચ્ચે વચ્ચે કેટલાંય ભૂંડ ને શિયાળવાં જંગલમાંથી દોડી આવતાં ને પાણી પી ચાલ્યાં જતાં.



વચ્ચે એક ચિત્તો પણ પાણી પીને ચાલ્યો ગયો. જતાં જતાં એ આમતેમ જોતો હતો, એટલે અમે ધાર્યું કે એને અમારી વાસ આવતી હશે; પણ છેવટ એ જંગલ તરફ જતો રહ્યો. અમે બોલ્યા વિના જ બેસી રહ્યા. આજે અમારો વિચાર શાંતિથી બેસી રહેવાનો હતો: શિકાર ખેલવાનો નહોતો.

પણ એક રીંછે અમને શાંતિથી બેસી રહેવા ન દીધા. કોણ જાણે એણે અમને કેવી રીતે જોઇ લીધા હશે! એ તો પીંપળા નીચે આવી તાકી તાકીને અમારી સામું જોવા લાગ્યું ને કું કું કરવા લાગ્યું.

ઘડીક તો અમે એનો ખેલ જોઇ રહ્યા; પણ એથી તો રીંછ ખૂબ ખીજાઈને જોરથી કું કું કરવા લાગ્યું.

વીરપાળે ગમ્મત કરવા એક નાની ડાળખી તોડીને એના તરફ ફેંકી. જાણે બીધું હોય એમ એકવાર તો એ પાસેની ઝાડીમાં નાસી ગયું; પણ તરત જ આવીને પાછું વધારે જોરથી પુંપું કરવા લાગ્યું.

રીંછ જ્યારે ફરી વાર બહાર નીકળ્યું ત્યારે એની પાછળ ફરીથી પાંદડાં ખખડયાં હતાં, પરંતુ અમે કારણ કળી શકયા નહોતા.

રીંછ કું કું કરતું જ હતું. અમે એને ડાળીઓ મારી-ને ખીજવતા હતા, ત્યાં એકાએક 'ઓ બાપરે' કરીને વીરપાળ હેઠો પડયો! હું ચમકી ઉઠયો. જોયું તો પેલી ડાળ ઉપર એક રીંછણ ચઢી આવેલી જણાઈ! પહેલાં તો હું ખૂબ ગુંચવાઇ ગયો; પણ તરતજ મને વીરપાળની ચિંતા થવા લાગી. બંદુક તૈયાર હતી, એટલે પેલા રીંછને પહેલું પૂરૂં કરવું પડશે એમ ધારીને મેં જામગરી ચેતાવી નિશાન તાકીને ગોળી છોડી.

પેલું વિકરાળ રીંછ વીરપાળ તરફ ધસતું હતું તેવું જ મેં એને ગોળીથી વિંધી નાખ્યું.

પણ હવે રીંછણનું શું કરવું?

હું ફરી બંદુક ભરૂં એટલામાં તો એ નીચે કૂદીને વીરપાળને ઉઝરડી નાખે એમ હતું. સાચે જ, રીંછણ નીચે કૂદી પડી હતી! બંદુક પડતી મૂકી હાથમાં કટાર પકડીને મેં નીચે ભૂસકો માર્યો.

હું બરાબર રીંછણની નજીકમાં પડ્યો હતો, એટલે વીરપાળને પડતો મૂકી કુંકું કરતી એ મારા ઉપર ધસી. પણ હું તો તૈયાર જ હતો. એક ઝપાટે મેં એના માથામાં કટાર ખોસી દીધી. ધબ દઇને રીંછણ ભોંયે પડી.



રીંછણને પૂરી કરી હું વીરપાળ તરફ ગયો. જઇને જોયું તો એને તમ્મર આવી ગઇ હતી. નીચે બેસી એક રૂમાલ વડે હું એને પવન નાખવા મંડયો.

થોડી વારે વીરપાળે આંખ ઉઘાડી. મેં એને ઉભો કરવા માંડયો. પણ અફસોસ! અણધાર્યો નીચે પડ્યાથી એનો એક પગ મચકોડાઇ ગયો હતો! એને સખ્ત દુઃખ થતું હતું.

પરંતુ અહીં નીચે પડી રહેવાનું પાલવે એમ નહોતું. જેમ તેમ કરીને પીંપળાના વાંકા વળેલા થડ ઉપર મેં એને ચઢાવી દીધો. બંદુક ને બળતી જામગરી લઇને હું પાસે બેઠો.

આખી રાત વરૂ અને શિયાળવાંએ દોડાદોડ કરી મૂકી, પણ આજે તો રીંછણનું સાહસ બસ હતું.

એમ કરતાં સવાર થયું, એટલે મેં ધીરે રહીને વીરપાળને નીચે ઉતાર્યો. અમારી શિકારની સહેલ તો ભારે થઈ પડી હતી! ખાવાનું ગયું, હોડી ગઇ, ને વધારામાં વીરપાળ અટક્યો!

હવે તો જ્યાં સુધી વીરપાળને પગે સારૂં ન થાય ત્યાં સુધી અહીંથી કયાંય નહિ ખસાય એમ અમને લાગ્યું.

અમને કકડીને ભૂખ લાગી હતી. ગજવામાં કંઇ નહોતું; એટલે વીરપાળના હાથમાં ભરેલી બંદુક આપી હું ફળફૂલની શોધમાં નીકળ્યો.

થોડાંક બોર ને ચારોળાં લઇને હું પાછો આવતો હતો, ત્યાં મેં શકરીઆં જેવા કંદમૂળના વેલા જોયા. અમારા બાગમાં આવો એક વેલો હતો, એ ઉપરથી હું એને ઓળખી ગયો.

પાંચ સાત વેલા સાથે ઉગ્યા હતા. હળવે રહીને મેં બધા ય વેલા કંદ સાથે કાઢી લીધા.

ફળ ખાઇ ખાઇને અમે કંટાળી ગયા હતા, એટલે આજ તો આ કંદ મળી ગયાં તેથી મને ખૂબ આનંદ થયો.

વીરપાળ પાસે આવી થોડું બળતણ ભેગું કરીને મેં પેલાં કંદ શેકયા, ને અમે ધરાઇને ખાધું.

સાગનાં બે ચાર પાંદડાંનો એક મોટો પડીઓ કરી હું વીરપાળ માટે પાણી લઇ આવ્યો.

ખાઇપીને તાજા થયા એટલે વીરપાળનો પગ સાજો થાય ત્યાં સુધી સુખેથી રહી શકાય એવી જગ્યા અમે ખોળવા લાગ્યા.

જંગલની ઉત્તર દિશાએ એક ડુંગર દેખાતો હતો. એ તરફ ગાઢું જંગલ હશે, એમ ધારી અમે ત્યાં ગયા નહોતા. પણ હવે ચાર પાંચ દિવસ ગાળવા માટે ત્યાં જઇને એકાદ ગુફા ખોળી કાઢવાનું અમે નકકી કર્યું; કારણ કે રાત્રે ઝાડ ઉપર સુવાનું ફાવતું નહોતું; વળી જંગલી જાનવરોની સાથે લડવાનું થોડા વખત માટે મોકુફ રાખવું પડયું હતું.

મેં વીરપાળને ઉંચકી લીધો, હલકું જોઇને એક ચામડું લીધું, ને પેલા ડુંગર તરફ ચાલવા માંડયું.

કેટલુંય ચાલ્યા પછી અમે ડુંગરની તળેટીમાં આવી પહોંચ્યા.

એક નીચા ઝાડ ઉપર વીરપાળને બેસાડી હું એકાદ ગુફા શોધવા નીકળ્યો.

ડુંગર ઉપર થોડેક સુધી ચઢીને મેં જોયું તો એક તરફ અર્ધાએક ગાઉ ઉપર એક સુંદર ને મોટું સરોવર જણાયું. હું તો એકીટસે એ સુંદર સરોવર તરફ જોઇ રહ્યો. મને થયું કે એ સરોવર પાસે જ કયાંક ગુફા જેવું મળી જાય, તો ખૂબ મઝા પડે.

હોંશભેર હું એ તરફ ગયો.

ખરેખર, મારી આશા પૂરી પડી. દૂરથી મેં એક ગુફા જોઇ.

ગુફામાં શું હશે તે હું જાણતો નહતો. હૈયે હિમ્મત રાખી, જામગરી સળગાવી હું ગુફા પાસે આવ્યો.

ગુફા પાસે આવીને પહેલાં એક અવાજ કર્યો, મેં ધાર્યું હતું કે જો કોઇ હિંસક પશુ અંદર હશે તો આ અવાજ-થી ધુરકીને બહાર આવીને મને જોશે, તે પહેલાં તો હું એને ગોળીથી ઠાર કરીશ.

બે ચાર અવાજ કર્યા, પણ કાંઇ જણાયું નહિ.

હું ગુફામાં પેઠો.

મોટી વિશાળ ગુફા! જાણે નિરાંતે બેસીને કુદરતે એને ઘડી ન હોય! શરુઆતનો રસ્તો જરા સાંકડો હતો,

પણ અંદર જતાં ગુફા મોટી લાગતી હતી. મેં એક તરફ જોયું, તો મને થોડાંક સૂકાં હાડકાં પડેલાં જણાયાં, આથી મને દહેશત લાગવા માંડી કે વખતે આ સિંહવાઘની બૉડ હશે.

મેં એક વાર જોરથી હોંકારો કર્યો, ગુફા આખી ગાજી ઉઠી. પછી તરત જ શાંતિ છવાઇ ગઇ. મને લાગ્યું કે નક્કી અહીં કોઇ હિંસક પ્રાણી પહેલાં રહેતું હશે; પણ હમણાં તો ગુફા ખાલી જ છે. હવે હું હરખભેર વીરપાળને તેડવા ગયો.

ગુફાની વાત સાંભળી વીરપાળ પણ રાજી થયો.

એક ઘડીમાં અમે અમારી નવી જગામાં સુખરૂપ પહોંચી ગયા. મેં થોડી જગ્યાએ સાફસુફ કરી વીરપાળને ત્યાં સુવાડયો. પછી ગુફાના બારણા આડો એક પત્થર મૂકી હું પણ વીરપાળની પાસે નિરાંતે આરામ લેતો પડયો.

જંગલમાં પડેલી આટઆટલી મુશીબત પછી અચાનક આટલું સુખ મળી ગયું, એથી અમને ખૂબ આનંદ થવા લાગ્યો.

મને પેલા સરોવરને કાંઠે બેસીને આનંદ લેવાનું ઘણું મન થતું હતું; પણ વીરપાળને એકલો મૂકીને ખસાય તેમ નહોતું. વળી થાક પણ પુષ્કળ લાગ્યો હતો, એટલે આજની રાત નિરાંતે ગાળીને સવારે અમારે બન્નેએ સરોવરકાંઠે જઈ ખૂબ આનંદ કરવો એમ નક્કી કર્યું.

રાત આખી ઘસઘસાટ ઉંઘ લઇને અમે પ્રાતઃકાળમાં જાગ્યા; પત્થર ખસેડીને બહાર નીકળી મેં આસપાસ જોયું.

હજી સવાર થવાની વાર હતી. પૂર્વમાં દૂર ઉષાના મનોહર રંગ દેખાતા હતા. આસપાસની અગાધ શાંતિમાં પંખીઓનાં મીઠાં ગીત ચોમેર રેલાતાં હતાં.

મારૂં હૃદય હરખથી નાચી ઉઠયું. વહેલે વહેલે અંદર જઇને હું વીરપાળને ટેકો આપી લઇ આવ્યો.

બે ત્રણ ઘડી સુધી એક ઉંચા પત્થર ઉપર બેસી અમે એ અપૂર્વ કુદરતી દેખાવ જોયા કર્યો.

એકાએક દૂર પૂર્વમાંથી આવતા હંસોના મીઠા અવાજ સંભળાયા! આતુરતાથી અમે એ તરફ જોઇ રહ્યા.

બીજી જ પળે દૂર દૂર ધોળી સફેદ પાંખો હાલતી જણાઇ! હું તો ઉભો થઇ ગયો. વીરપાળ પણ બેઠો થઇને એમની તરફ જોઇ રહ્યો.

સુંદર ધોળા હંસોનું એક ટોળું સરોવર પાસે આવી પહોંચ્યું.

ટોળામાં પાંચ સાત નાનાં બચ્ચાં પણ હતાં.

બધા ય હંસ પાણી પાસે ઉતર્યાં.

સરોવરના સ્વચ્છ જળમાં ન્હાતા ને રમત કરતા હંસોના ટોળા સામે જોતા જોતા હમે હરખથી નાચી ઉઠયા.

એકાદ હંસ કે એનું બચ્ચું અમને મળી જાય તો કેવું સારૂં ! એમ થવા લાગ્યું; પણ બીજી જ પળે એમ



જણાયું કે આવાં આનંદી ને સુખી પંખીને વિખુટાં પાડવાં એ ઠીક નહિ. આથી શાંતિથી અમે એમના આનંદી ખેલો જોયા જ કર્યા.

સૂરજ ઉગ્યો ને પંખીઓ ચણ ચણવા ઉડયાં. હંસો તો પાણીમાં રમત રમતા જ હતા. હવે અમે ધીરે ધીરે સરોવરકાંઠે જવાનો વિચાર કર્યો.

મેં વીરપાળને ટેકો આપ્યો, ને અમે હળવે હળવે સરોવર પાસે આવી પહોંચ્યા. રસ્તામાં વીરપાળે એક છોડ જોઇને એ ખોદી લેવાનું કહ્યું. પગની મચકોડ ઉપર આ છોડનાં મૂળીઆં ઠીક ઉપયોગી થઇ પડે છે એમ વીરપાળ જાણતો હતો. મેં એ છોડ ખેંચી લીધો

અમે સરોવરનાં પાણી પાસે જઇ પહોંચ્યા ત્યાં હંસો-એ ઉંચી ડોકે અમારી તરફ જોયું ! અમે કોઇ શિકારીઓ

હઇશું એમ એમને લાગ્યું હોય કે ગમે તેમ; પણ એક પછી એક એમ બધા હંસો અવાજ કરતા કરતા ઉડી ગયા. અમને હંસોની રમત જોવાનું ઘણુંય મન હતું; પણ હવે શું થાય? છેવટ એક પત્થર ઉપર વીરપાળને બેસારી, સરોવરમાંથી પાણી લાવી પાસેના એક નાના પત્થર ઉપર મેં પેલા છોડનાં મૂળીઆં ઘસ્યાં ને વીરપાળને પગે એનો લેપ કર્યો.

હવે મને સરોવરના સ્વચ્છ પાણીમાં દૂર દૂર સુધી તરી આવવાનું મન થવા લાગ્યું. વીરપાળ મારો વિચાર સમજી ગયો ને બોલી ઉઠ્યો, "હા, તમે હવે નાહી લ્યો."

એક ઉંચી જગ્યાએથી 'હરહર મહાદેવ' કરીને મેં સરોવરમાં ભૂસકો માર્યો.

સરોવરનાં પાણી સાથે રમતાં રમતાં કેટલી ઘડીઓ વીતી ગઇ એની મને ખબર ન રહી. આખો દિવસ અહીં તર્યાજ કરૂં એવું મન થઇ જવા લાગ્યું; પણ વીરપાળની વાત યાદ આવી અને મનેય જરા ભૂખ લાગવા માંડી એટલે હું બહાર નીકળ્યો.

થોડાંક ફળ અને કંદમૂળ વડે અમે એ દિવસે અમારી ભૂખ ભાગી.

બપોરે ગુફામાં જઇને સૂતા.

* * *

ગુફામાં બાર દિવસ વીતી ગયા.

સુંદર હંસોની રમતો જોતાં, નાનાં મોટાં સસલાં ને હરણાંના કુદકા જોતાં, અને મીઠી વાતો કરતાં આ બાર દિવસ સહેલાઇથી નીકળી ગયા.

પેલાં મૂળીઆંનો લેપ કર્યાથી વીરપાળને પગે હવે સારૂં થઇ ગયું હતું. વચ્ચે એક વાર ડુંગરની ટોચે જઇને મેં જોયું હતું તો બીજી તરફ થોડે છેટે એક ધોરી માર્ગ છે, ને જરા દૂર નાનાં ગામડાં જણાયાં હતાં.

અમે હવે નક્કી કર્યું કે નદીને રસ્તેથી જવાને બદલે આ તરફ ઉતરીને ચાલતા ચાલતા એકાદ ગામ જઇ પહોંચવું અને ત્યાંથી જેમ બને તેમ વહેલા ઘેર પહોંચી જવું

તેરમા દિવસની સવારે હંસોના મીઠા અવાજ સાંભળતા સાંભળતા અમે ડુંગરની ટોચે પહોંચી ગયા.

બીજી તરફ નીચે ઉતરવાનું કામ ખૂબ વિકટ હતું. જો જરાક પગ લપસે તો એકદમ નીચે ગબડી પડાય તેમ હતું; એટલે અમે તો ઝાડની ડાળીઓ ને મોટા પત્થરોનો આસરો લઇ ધીરે ધીરે નીચે ઉતરવા માંડયું.

છેક બપોરે તળેટીમાં પહોંચ્યા.

વાટમાં ખાઇ શકાય એવાં ફળ બીલકુલ મળ્યાં નહિ. ભૂખ કકડીને લાગી હતી. ખાવાનું શોધવાનો વિચાર કરી અમે આમતેમ રખડવા લાગ્યા.

ખૂબ રખડયા ત્યારે થોડાંક બોર ને સક્કરકોળાના બેચાર કંદ મળ્યાં.

બળતણ ભેગું કરી અમે કંદ શેકી લીધાં. બોર ને કંદથી અમારી ભૂખ કંઇક ઓછી થઇ; પણ તરસે જીવ જતો હતો. એટલામાં કયાંય પાણી નહોતું જણાતું. છેક પાસે કોઇ ગામ પણ નહોતું!

અમે તો પાણીની ખોળમાં આમતેમ રખડવા લાગ્યા. પણ નિષ્ફળ! કયાંય પાણીનું નામનિશાન ન જણાયું. અમને થયું, અરે પ્રભુ, આટલા દિવસ તેં બચાવ્યા; પણ આજ તરસે મરી જવાના!

પણ એમ કાંઇ પાણી મળી જાય? વળી પાછા લથડતે પગે અમે આમતેમ ફરવા લાગ્યા.

ફરતાં ફરતાં ડુંગરાની એક બાજુએ ઝાડના ઝુંડમાં અમને કંઇક ગુફા જેવું જણાયું. અમે દોડીને એની પાસે જઇ પહોંચ્યા. વાઘ કે સિંહની બૉડ પાસે જતાં જે ખરાબ વાસ આવે છે એ અહીં બીલકુલ આવતી નહિ. ગુફા સરસ હતી. આસપાસ બધે સાફસુફ હતું. અંદર જાણે કોઇ માણસો રહેતાં હોય એમ અમને લાગ્યું.

યોગીઓની વાતો સાંભળી હતી, એટલે થયું કે કદાચ અહીં કોઇ યોગી રહેતા હશે.

હવે અંદર જઇ પાણી પી શકીશું એવી આશાથી

અમને આનંદ થયો.

ગુફા આડો એક પત્થર હતો. પત્થર ખસેડીને અમે અંદર ગયા.

પહેલા ઓરડામાં કંઇ ન જણાયું : બધું ખાલી ખમ હતું. એક તરફ એક તરવાર પડી હતી. પણ એ ઓરડો વટાવીને અમે અંદર ગયા, ત્યાં તો દિંગ થઇ ગયા. “ અરે ! આ શું ?” અંદર કેટલું ય ઝવેરાત પડયું હતું ! ને એક તરફ મોટાં મોટાં હથિયાર પડયાં હતાં.

તપાસ કરતાં છેવટ સમજાયું કે આ તો કોઇ લુંટારાની ગુફા છે ! પેલા ધોરીમાર્ગ ઉપરથી કે બીજેથી લુંટ કરી લાવીને એ લોકો આ ગુપ્ત સ્થળે લુંટનો માલ ભરતા હશે એમ અમે માન્યું. ઘડીભર અમે તરસને વીસરી ગયા હતા; પણ પાછી તેની પીડા વધી !

એટલામાં અચાનક અમારી નજર ગુફાના પાછલા ભાગ તરફ ગઇ ત્યાં એક સુંદર ને સ્વચ્છ ઝરણું જણાયું. અમે દોડીને એ ઝરામાંથી પાણી પીધું ને ઘડીક બેઠા.

ગુફાની અગાધ શાંતિમાં સફેદ પત્થરો સાથે અથડાઇને મીઠો ખળખળ અવાજ કરતું ઝરણું વહ્યું જતું હતું. અમે શાંતિથી એ મધુર ખળખળાટ સાંભળવા લાગ્યા.

પણ અહીં બેસી રહેવાય તેમ નહોતું. છેવટ થોડું થોડું ઝવેરાત ગજવાંમાં ભરી લઇને અમે બહાર નીકળ્યા.

બહાર આવીને અમે પેલા ધોરી માર્ગ તરફ જવા માંડયું ને બે ચાર ઘડી પછી એક ગંભીર વડલા પાસે આવી પહોંચ્યા.

આ ઘનઘોર વડલા નીચે ઘડીક થાક ખાવાનો વિચાર કર્યો. વડની શીતળ છાયામાં જ્યાં બેસવા જઇએ છીએ ત્યાં અચાનક એક બાજુએ રાખોડીની નાની નાની ઢગલીઓ ને એકબે ભાંગેલી ચલમો અમે જોઇ.

તરત જ અમને વધારે ખાત્રી થઇ ગઇ કે જરૂર પેલા લુંટારાઓને બેસવાની આ જગ્યા હોવી જોઈએ! થોડે જ છેટે ધોરી માર્ગ આવેલો હતો; એટલે તેઓ અહીં બેઠા બેઠા વટેમાર્ગુઓ પર નજર રાખતા હશે એમ પણ લાગ્યું.

એકાએક એક નવું સાહસ કરવાનો અમે વિચાર કર્યો.

સિંહ અને વાઘની સાથે ખૂબ લડયા હતા; હવે એક વાર આ લુંટારાઓ સામે ઝૂકાવવાનું મન થયું.

કોઇ ગામ ખોળવાનું માંડી વાળીને અમે નક્કી કર્યું કે આજ સાંઝે તો આ વડલા ઉપર સંતાઇ બેસવું, ને જો રાત્રે લુંટારાઓ આવે તો એમની વાતો સાંભળવી.

આખો દિવસ આમતેમ રખડીને સાંઝ પડતાં અમે વડની એક મોટી ડાળ ઉપર ચઢીને બેઠા.

અંધારૂં થયું. જંગલી જાનવરો બોલવા લાગ્યાં;

એટલામાં દૂર દૂર ઘોડાની તબડકીઓ સંભળાઇ. અમે હોશિયાર બની ગયા.

બીજી જ ઘડીએ તબડાક તબડાક કરતા ચાર ઘોડેસ્વારો વડ નીચે આવી પહોંચ્યા. ચુપકીથી અમે એમના સામે જોઇ રહ્યા.

ચારે જણે વિચિત્ર પોશાક પહેર્યો હતો, દરેકના હાથમાં એક એક નાગી તરવાર હતી.

વડ પાસે આવીને ચારે જણ નીચે ઉતરી પડયા. લગામ કાઢી લઇ ઘોડાને ચરવા છોડી મૂકી ચારે જણ વડ હેઠળ આવ્યા.

નીચે બેસીને એક જણે દેવતા સળગાવ્યો.

ચલમ ફૂંકતાં ફૂંકતાં ચારેય જણ અંદર અંદર વાતો કરવા લાગ્યા. અમે બરાબર એમના માથા ઉપરની ડાળ ઉપર બેઠા હતા, એટલે એમની વાતચીત સાંભળી શકતા હતા. પણ ખૂબ ધ્યાન આપ્યા છતાં એમની વિચિત્ર ભાષા અમને સમજાતી નહોતી!

મહામહેનતે છેવટ અમે એટલું સમજી શકયા કે આ લોકો આવતી કાલે કોઇને લુંટવાનો વિચાર કરે છે.

અમે એ જ વખતે નિશ્ચય કર્યો કે કાલે પણ અહીં રહીને કોઈને બચાવી શકાય તો જરૂર બચાવવું.

અમે જે ડાળ ઉપર લપાઈને બેઠા હતા, તે ખૂબ મોટી હતી. વળી પાંદડાના ઘેરાએ અમને ઢાંકી દીધા હતા. તોપણ બીક લાગતી કે વખતે પેલા લુંટારાઓ અમને જોઇ જશે તો સહેલાઇથી મારી નાખશે. એવામાં એક વાર વીરપાળને સહેજ ઝોકું આવ્યું; એટલે ડાળ હાલી ને સહેજ અવાજ થયો !

ચારેય લુંટારાએ ઉંચે જોયું. અમારાં કાળજાં ધબકી ઉઠયાં. થયું કે જરૂર, આ તો ખરેખરા ફસાયા !

અમે લપાઇને ચૂપકીથી બેસી રહ્યા. આસપાસ પાંદડાંનો ઘેરો હતો; એટલે પેલા લોકોની નજરે અમે નહિ પડયા હોઇએ.

લુંટારાઓ પાછા વાતો કરવા લાગ્યા.

થોડી વાર પછી એમણે ઉભા થઇને 'ભુરી' 'ભુરી' એવો અવાજ કર્યો, એટલે તરત પેલા ચારેય ઘોડા એમની પાસે આવી પહોંચ્યા.

ઘોડા ઉપર બેસીને એક જણ પેલી ગુફા તરફ ગયો, ને બાકીના ત્રણ જણ જંગલમાં બીજી તરફ ક્યાંક ચાલ્યા ગયા.

અમારૂં અનુમાન સાચું હોય ને એ દુષ્ટ લુંટારાઓ કોઇને લુંટવાના હોય, તો એમની સામે થવું એવો

અમે નિશ્ચય કર્યો.

ઘડીક વાતો કરીને ને ઘડીક ઝોકાં ખાઇને તે રાત અમે પસાર કરી.

બીજે દિવસે જંગલમાંથી ફળમૂળ વીણીને પેટ ભર્યું. પેલી ગુફા પાસે જઈને જોયું તો અંદર કોઇ ન જણાયું; એટલે અંદર જઇ ને અમે ઝરાનું મીઠું પાણી પીધું.

સાંઝ પડતાં પાછા પેલા વડ પાસે જઇ પહોંચ્યા.

સાંઝ પડી.

સૂર્યનારાયણ આથમવાની તૈયારી કરતા હતા. દૂર દૂરથી પંખીઓ માળા તરફ ઉડી આવતાં હતાં.

એવામાં દૂર પશ્ચિમે ધૂળના ગોટેગોટ ઉડતા જણાયા. આટલી ધૂળ શાથી ઉડે છે એ જોવા અમે એક ઝાડ ઉપર ચઢી ગયા.

પહેલાં તો ધાર્યું હતું કે એ કદાચ પેલા લુંટારાઓની ટોળી હશે. પણ એ તો કોઇ વણજારાની પોઠ હતી. વચ્ચે લાખા વણજારાની રાતી ઘોડી હતી.

હવે અમને પેલા લુંટારાની બધી વાત સમજાઇ ગઇ! એ લોકોએ આટલામાં જ આ બિચારાઓને લુંટવાનો વિચાર કર્યો છે, એમ ચોક્કસ લાગ્યું.

હવે તો એક પળ પણ ગુમાવ્યા વિના એ પોઠ પાસે પહોંચી જવાનો અમે નિશ્ચય કર્યો.

ગુણો ઉપાડીને ધીરે ધીરે બળદો ચાલતા હતા. એમના ગળામાં બાંધેલી ઘંટડીઓના મીઠા અવાજ ચોમેર રેલાતા હતા. વચ્ચોવચ્ચ લાખા વણજારાની કાઠી ઘોડી ચાલતી હતી. પાછળ આઠ દશ રખેવાળ ઘોડેસ્વારો હાથમાં તરવારો ને બંદુકો લઇને ચાલતા હતા.

ઝાડ ઉપરથી ઉતરીને દોડતા દોડતા અમે પેલી પોઠની સામે ગયા.

લાખો વણજારો અને એનાં માણસો અમને જોઇને પહેલાં તો ગભરાયાં. પણ પાસે જઇને અમે કહ્યું કે "અમારે પણ તમારી સાથે મુસાફરી કરવી છે." વણજારાએ ઘડીક તો અમારી સામે જોયા કર્યું. છેવટ એને લાગ્યું કે અમે કોઇ લુંટારા નથી, એટલે રાજી થઇને એણે અમને સાથે લીધા.

અમે કોઇને પેલા લુંટારાઓની વાત કરી નહિ, કારણ એ સૌ લુંટારાઓથી ખૂબ બીએ છે, એમ એમની વાતો ઉપરથી સમજી શકાયું હતું.

વખતે લુંટારાઓની વાત સાંભળી એ લોકો બહુ ગભરાશે ને નાસભાગ કરી મૂકશે એમ વિચારીને અમે કંઇ બોલ્યા વિના એમની સાથે ચાલવા માંડયું.

એક ઘડી વીતી ગઇ. સાથે બે ત્રણ ભોમિયા હતા, એટલે સૌ નિરાંતે ચાલતાં હતાં.

રસ્તાનો વાંક વળ્યો. હવે અમે પેલા ડુંગરાની ખૂબ પાસે થઇને ચાલતા હતા.

એક તરફ ઉંચો ડુંગરો ને બીજી તરફ મોટાં મોટાં ઝાડ આવી ગયાં. આ જગ્યા જરા વિકરાળ લાગવા માંડી. મનમાં થયું કે વખતે પેલા લુંટારાઓ આવી જગ્યાએ આવી ચઢે તો?

વીરપાળે લાખા વણજારાને પૂછ્યું, "તમે આવા જંગલમાં આમ રાતે મુસાફરી કેમ કરો છો?"

લાખા વણજારાને પણ મુસાફરી ગમતી નહોતી. એનેય લુંટારાઓની ખૂબ બ્હીક લાગતી હતી. એણે કહ્યું, "બાપુ, આટલું જંગલ વટી જઇએ એટલે મારી બેનનું ગામ આવશે. કાલે ત્યાંથી એક માણસ 'બેન ખૂબ માંદાં છે' એવો સંદેશો લાવ્યો હતો. આવા જંગલમાં પોઠને એકલી મૂકી જવાનું મન થતું નથી; એટલે જેમ તેમ કરીને........"

પણ લાખો વણજારો જ્યાં વાત પૂરી કરે, ત્યાં તો "એ....ઇ...." કરતેકને દસબાર જંગલી ઘોડેસ્વારો પેલા ડુંગરા ઉપરથી ઉતરી આવતા જણાયા! અંધકારમાં એમના કાળા કાળા ઓળા ભયંકર લાગતા હતા.

જે બીક રાખી હતી તે આગળ આવી ગઇ ! અમે સૌને વાત વાતમાં કહી રાખ્યું હતું કે "કદાચ લુંટારા આવી ચઢે તો કોઇએ ગભરાવું નહિ."

પરન્તુ એ જંગલી લુંટારાઓને જોઇ પોઠના માણસો ગભરાઇને ફાવે તેમ નાશી ગયા.

લાખા વણજારાનું તો પૂછવું જ શું ? અમે ય લુંટારાના માણસો જ છીએ એમ હવે એને લાગ્યું, ને તેથી રડતાં રડતાં એ અમને ગાળો દેવા લાગ્યો. પેલા રખેવાળો ય હિમ્મત વગરના હતા. કોઇનામાં એક અક્ષર બોલવાની હામ નહોતી રહી !

બારીક સમય હતો. ઘડીના છઠ્ઠા ભાગમાં લુંટારા આવી પહોંચે એમ હતું !

મેં વીરપાળ સામું જોયું. એણે મારા સામું જોયું. સિંહ ને વાઘની સાથે જીવસટોસટ લડનાર અમે, આ ટોળી સામે થવા તૈયાર થઇ ગયા.

મેં કહ્યું, "જે થાય એ ખરી. મરવું છે તો એક જ વખત છે ને ?"

અમે બીજી જ પળે બૂમ પાડી,

"ખબરદાર !"

પહાડ સાથે અથડાઇને ગર્જનાઓ પાછી વળી, "ખબરદાર!"

પણ એમ કાંઇ લુંટારા પાછા વળે?

લુંટારાઓ અમારી છેક નજીક આવી ગયા. હવે અમે તલવારોની ધાર ઉપર વિશ્વાસ રાખીને એ જંગલી લોકો સામે ધસ્યા.

પહેલો ઘોડો નીચે પગ મૂકવા જતો હતો ત્યાં જ વીરપાળે વિજળી વેગે કૂદકો મારી એના સ્વારનો જમણો હાથ કાપી નાખ્યો. ગભરાઇને ઘોડો એક તરફ નાઠો.

પછી તો ખરેખરી લડાઇ જામી.



આસપાસ શું બને છે, એની અમને હવે ખબર ન રહી! માથાની આસપાસ તલવારો ઘુમે છે, એટલું જ

જણાવા લાગ્યું. આસપાસ કાળાપીળા રંગો જણાતા હતા. અમારી તલવારો ચક્કર ચક્કર ફરતી હતી, ને વચ્ચે કોઇની ચીસો સંભળાતી.

અચાનક હું સહેજ અટક્યો. જોયું તો માત્ર બે જ ઘોડેસ્વારો અમારી સામે લડતા હતા. બીજા બે ત્રણ લુંટારા એક તરફ નાશી જતા હતા. બાકીનામાંથી એક બે જણના હાથ કપાઇ ગયા હતા ને બીજા સખત ઘાયલ થઇને નીચે પડયા હતા.

લડનાર અમે બે જ જણ નહોતા, પણ રખેવાળોમાંના પાંચેક જણ પણ ઘુમતા હતા.

એટલામાં પડકાર કરી વીરપાળે એક જણને હેઠો પાડયો.

બીજો કારમી ચીસ પાડી પોતાનો ઘોડો લઈને એક તરફ નાઠો.

હવે અમે તલવારો ફેરવવાનું બંધ કર્યું. અમારાં શરીર તો ગુસ્સાથી ધ્રૂજતાં હતાં. આખા શરીરમાં લોહી વેગથી ફરતું હતું.

અમે લુંટારાઓની સામે ધસ્યા હતા એ જોઇને પેલા રખેવાળોમાંથી પણ પાંચેક જણને શૂર ચઢ્યું હતું, અને સૌએ મળીને આઠ દશ લુંટારાઓને ભોંય ભેગા કર્યા હતા. અમારામાંથી બે ત્રણ જણને સખત વાગ્યું હતું. મને અને

મોટા રખેવાળને પીઠ ઉપર બે ત્રણ ઘા પડયા હતા.

પણ આટલું થતાં ય અમે એ જંગલી લુંટારાઓના હાથમાંથી ઉગર્યા એમ જાણી અમને આનંદ થયો.

આ બધો વખત લાખો વણજારો તો દૂર જમીન ઉપર ઉંધે માથે પડીને રડતો હતો, ને ભગવાનને પોકારતો હતો.

અમે એને બધી વાત કરી. પહેલાં એણે અમારી વાત માની પણ નહિ; પરંતુ છેવટ બધી પોઠને સહીસલામત જોઇને એના જીવમાં જીવ આવ્યો.

ઉભો થઇ લાખો વણજારો લળી લળીને અમારે પગે પડવા લાગ્યો. અમે કહ્યું: "ભાઇ, એમાં શું? આટલું તો કરવું જ પડે ને?"

બૂમો પાડી પાડીને અમે નાશી ગએલાં માણસોને પાછાં બોલાવી લીધાં.

હવે જેમ તેમ કરી આ વિકટ જગ્યાએથી ચાલ્યા જવાનો અમે નિશ્ચય કર્યો. મોટા રખેવાળ પાસે ઘાબાજરીઉં હતું. અમે અમારા ઘા ઉપર એને થોડું થોડું મૂકી પાટા બાંધ્યા. પછી બચેલા રખેવાળો અને પોઠ સાથે આગળ ચાલવા માંડયું.

ને બીજે દિવસે મધ્યાહ્ન થતાં અમે લાખા વણજારાની બેનને ગામ આવી પહોંચ્યા.

ઇશ્વરકૃપાએ લાખા વણજારાની બેનને હવે જરા આરામ હતો, એટલે અમે નિરાંતે આરામ લેવા લાગ્યા. લાખા વણજારાના બનેવી મોટા વેપારી હતા. એમની પોઠો દેશદેશાવર ફરતી હતી.

વાતચીતમાં એમણે કહ્યું કે "અહીંના ઠાકોર સાહેબ બહુ ભલા છે."

એમણે ઠાકોરનાં ખૂબ વખાણ કર્યાં. અમે એમને મળવાની ઇચ્છા જણાવી.

ઠાકોર સાહેબે. રજા આપી એટલે અમે એમના મહેલમાં ગયા.

પણ ઠાકોર અમને લેવા માટે જ્યાં સામા આવ્યા, ત્યાં તો હું હરખથી કૂદી ઉઠયો. "અરે! આ તો માનસિંહકાકા!"

ઠાકોર પણ ખૂબ નવાઇ પામ્યા ને હરખથી મને વળગી પડયા.

માનસિંહકાકા મારા બાપુના ભાઇબંધ થાય. બે ત્રણ વાર તેઓ મારે ત્યાં આવી પણ ગયા છે.

એમની આંખમાં હરખનાં ઝળઝળીઆં આવી ગયાં. એ બોલી ઉઠયા, "બેટા, તું કયાં રખડે છે? ગઈ કાલે જ બાપુ તરફથી એક સાંઢણીસ્વાર આવ્યો હતો ને કહેતો હતો કે 'વીરસેનબાપુ આજ મહિનો થયાં શિકારે ચઢયા છે, પણ એમનો કંઈ પત્તો નથી. બાબાપુની આંખમાંથી તો શ્રાવણભાદરવો વરસે છે! અમે બધા ખૂબ તપાસ એ છીએ, પણ ક્યાંય પત્તો નથી!"

મને ઘર સાંભર્યું!



મહિ-ક થી અમે બહાર ભટકતા હતા. સાથે કોઈ મોટું માણસ નહોતું; સંદેશોય મોકલી શકયા નહોતા; એટલે સૌને ચિંતા થાય એ બનવાજોગ હતું. હવે મને ઘેર પહોંચવાની ચટપટી થવા લાગી.

લાખા વણજારાને પણ અમારા ગામ તરફ આવવાનું હતું, એટલે મેં એને બે ત્રણ દિવસ અમારા મહેમાન

થવા જણાવ્યું. વીરપાળે સાથે રહીને એમને તેડી લાવવાનું કબૂલ્યું.

બીજે દિવસે માનસિંહકાકાની તેજી ઘોડી ઉપર બેસી હું ઘેર જવા નીકળ્યો. સાથે એક ભોમિયો લીધો.

લાગટ ત્રણ દિવસ ને ત્રણ રાતો મુસાફરી કરીને ચોથે દિવસે હું મારે ગામ આવી પહોંચ્યો.

બાબાપુ તો મારી ઝંખના કર્યા કરતાં હતાં, એમની આંખમાંથી આંસુની રેલ જતી'તી!

દોડીને હું એમને ભેટી પડયો!

સૌ મને જોઇને હરખથી ગાંડાઘેલાં થઇ ગયાં.

તે પછી દસમે દિવસે વીરપાળ અને લાખા વણજારાની પોઠ આવી પહોંચ્યાં. વીરપાળે પેલું સિંહનું ચામડું આણ્યું હતું. એક બળદ તરફ આંગળી કરી એણે કહ્યું, "આ બધો આપણો માલ છે."

એ જોઇને હું દિંગ થઇ ગયો. પાછો જઇને વીરપાળ પેલી ગુફામાંથી કેટલુંય ઝવેરાત લઇ આવ્યો હતો!

અમે બધુંય ઝવેરાત એક મોટા ઓરડામાં સુંદર રીતે ગોઠવી દીધું.

અમે બધા હરખથી રમવાજમવા લાગ્યા.

એ ચાર દિવસ પછી પોઠ લઇને લાખો વણજારો વિદાય થયો. અમે કહ્યું, "વળી કોઈવાર પધારજો."

અમારા શિકારની વાતો સાંભળીને ને પેલું મૂલ્યવાન ઝવેરાત જોઇને સૌને ખૂબ અજાયબી થતી હતી.

* * *

હજીય અમને શિકારના એ સુંદર દિવસો સાંભરે છે.

* * *

સાંભળ્યું છે કે પેલા જંગલમાં જંગલી હાથીઓનું એક ટોળું આવી ચઢ્યું છે. ફરીથી ત્યાં જઇને એકાદ હાથીનો શિકાર કરવા અમે તલપી રહ્યા છીએ.

વળી કોઇ વાર જઇશું.

